# અભરામબાવાની વાણી

સંગ્રહ કરી પ્રસિદ્ધ કરનાર—
જમાદાર બચ્ચુમીયાં ભગત
ઉર્ફે હમીદખાં નજીમખાં ગંડાપુરી.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—રાજગુરૂની પોળ—વડોદરા.

છાપનાર—મુળચંદ કસનદાસ કાપડિયા.
છાપવાનું ઠેકાણું—'જૈન વિજય' પ્રિન્ટીંગ પ્રેસ ખપાટીઆ ચકલા, તાસવાળાની પોળ,
લક્ષ્મીનારાયણની વાડી-સુરત.

આવૃતી ૧ લી　　પ્રત ૧૦૦૦
ઈ. સ. ૧૯૧૫

કીં. રૂ. ૦—૧—૬

# જાહેર ખબર

અભરામ બાવાના ભજનનું જેવી રીતે આ પુસ્તક બહાર પડયું છે તેવુંજ રતનબાઈ, પુંજાબાવા; નથીમીયા, જીવણ મસ્તાન હજરત બડા સાહેબ વીગેરે દરેકના કલામો-ભજનોનું જુદુ જુદુ પુસ્તક બહાર પાડવામાં આવેલા છે જેને જોઈતું હોય તેણે નીચેના સરનામે લખી મંગાવી લેવું.

## "પીર મોટા મીયા સાહેબના પરછા"

### (એક વેજીટેરીયન મહાત્માના ચમતકાર)

માંગરોલની પીરની ગાદી સ્થાપન કરનાર મહાત્મા પીર મોટા મીયાં સાહેબ જેઓ આસરે બસો વર્ષ ઉપર થઈ ગયા છે, તેમના પરછા—ચમતકારોનું આ પુસ્તકમાં વર્ણન કરવામાં આવ્યું છે. વળી ત્યારથી તે આજસુધીના માંગરોલની ગાદીની હકીકત પણ આપવામાં આવી છે. કીં રૂ. ૦–૩–૦

મલવાનું ઠેકાણું.

**માસ્તર કાસમભાઈ સુલેનભાઈ**

અધીપતિ 'વનિતા વિનોદ' મુ. કડી. (બરોડા સ્ટેટ)

# બે બોલ.



માંગરોલની પીરની ગાદીવાળા પીરજાદાઓના વડીલ મોલાના હજરત શાહ કાયમુદ્દીન (કાયમદીન) બાવા સાહેબ ચિશ્તી–ચુલ–કાદરી–જેમની દરગાહ શરીફ વડોદરા પાસે પાદરા તાલુકાના એકલબાર ગામે છે તેમના ખાસ મુરીદ (શિષ્ય) અભરામ બાવ, ઉમર બાવા, જીવણ મસ્તાન, નબી મીયં, પુંજાબાવા, રતનબાઇ વિગેરે જેમને એ પીર સાહેબના પ્રતાપથી જ્ઞાનની પ્રસાદી (ન્યામત) મળી હતી. તેમના કલામ ભજન આ જીલ્લામાં ઘણે ઠેકાણે બોલાય છે.

પીર કાયમદીન બાવા સાહેબ આજથી બસો વરસ ઉપ-થઇ ગયા છે. તેઓ મોટા મહાત્મા અને પોતાન જમાનાના કુતુબ હતા એવું તેમનું રચિત પુસ્તક "નુર રોશન" વાંચવાથી સાફ જણાઈ આવે છે. એ પુસ્તક, જ્ઞાનના વિષયોથી એટલુંતો ભરપુર છે કે તેનું વર્ણન કરવું અશકય છે. એ પીર સાહેબની સેવામાં હંમેશાં બસો ભકત જનો રહેતા હતા તેમાં ઇબરાહીમ ભગત ( અભરામ બાવા ) અગ્રસ્થાન ભોગવતા હતા. આ અભરામ બાવા ભરૂચ તાલુકાના પરીયેજ ગામના રહેવાશી હતા. તેઓ કાયમદીન

બાવા સાહેબનું નામ સાંભળી તેમની સેવામાં હાજર થયા હતા અને જ્ઞાનનો પ્રસાદ મેળવ્યો હતો. જેની સાબીતી તરીકે આ તેમનાં કલામ-ભજન મોજુદ છે. કાનમ જીલ્લામાં દોઢસો વરસ પહેલાં વિદ્યાનું નામ નહોતું તેમજ અભરામ બાવા કોઇપણ નિશાળે ભણવા ગયા નહોતા. એટલા લાંબા સમય ઉપર એક અભણ માણસના મુખમાંથી આવી જ્ઞાનમય વાણી નીકળે એ ખરેખર એક ચમતકારજ છે. તેમને આ જ્ઞાન પીર સાહેબના પ્રતાપથીજ થયું હતું, જેની તેમણે પોતાના કેટલાક કલામોમાં સાક્ષી આપેલી છે.

એ પીર સાહેબના પ્રતાપથી જ્ઞાન પામેલા ભગતોનાં ઘણાં કલામ હેવાનુ કહેવાય છે. વખત મળે અમે વધુ કલામ એકઠાં કરવાની કોશીશ કરીશું પણ હાલતો જેટલાં હાથ લાગ્યાં તેટલાંજ આ પુસ્તક રૂપે બહાર પાડવા કોશીશ કરી છે.

જે લોકોને ભગતીનો શોખ છે તેમને વિદિત કરવાની રજા લઉં છું કે આ અભરામ બાવા કાનમના ખેડુત વહોરા જ્ઞાતીના હતા પણ પીરની મહેરથી તેમને કેવું પદ મળ્યું તે તેમની વાણી જોવાથી ખાત્રી થશે. માથે પીર (ગુરૂ) કર્યા વગર કાંઈ પ્રસાદી-ન્યામત મળી શકતી નથી. જેમ કુંચી વગર તાળું ઉઘડતું નથી તેમ સત ગુરૂ-પીર વગર જ્ઞાન ઉઘડતું નથી. જે તાળું કુંચી વગર

ઉઘડી જાય છે તે નકામું ગણાય છે તેમજ ગુરૂ વગરનું જ્ઞાન પણ કથની રૂપેજ ગણાય છે; તેટલા માટેજ માથે પીર (ગુરૂ) કરવા એ એક જરૂરી વાત છે. વળી પીર (ગુરૂ) કરીનેજ બેશી રહેવાનું નથી પણ જેવી રીતે કાયમ દીન બાવા સાહેબના માણસો તેમના ઉપર આકીન રાખતા હતા તેવા આકીનની પણ ઘણી જરૂર છે. આકીન હતું તોજ એવા અભણ માણસો આવા જ્ઞાનવાળાં કલામ-ભજન કહેવા શકિતવાન થયા છે.

આ કલામ જુની ગુજરાતી લીપીમાં લખાએલાં હતાં. તેમાં કેટલેક ઠેકાણે જોડણી વિગેરેનાં ફેર માલમ પડવાથી કેટલાક શબ્દો સુધારીને લખ્યા છે જેને માટે વાંચક વર્ગ દરગુજર કરશે.

જનાબ કાયમદીન બાવા સાહેમની દરગાહ એકલબારા ગામે છે. તેનો વહીવટ હાલ માંગરોલની ગાદીવાળા પીર મોટામીયાં સાહેબ કરે છે. ત્યાં બાર મહીને મેળો ભરાય છે અને ઘણા દુરથી લેકો તેમા ભાગ લેવા આવે છે. એકલબારાના ગામધણી ઠાકોર સાહેબ તથા તેમના કુટુંબના બીજા ગ્રહસ્થોને આ પીર સાહેબ ઉપર ઘણું આકીન હોવાથી પીરના હરેક કામમા તેઓ પણ ઘણો ઉલટ ભર્યો ભાગ લે છે હાલ એકલબારાના

માંગરોલ વાળાં પીર જનાબ મોટા મીયાં સાહેબ તરફથી દરગાહ શરીફ વિગેરેનું નવું કામ કરવાનું શરૂ કરવામાં આવ્યું છે, તેથી આશા છે કે હવે ત્યાં દીવસે દીવસે લોકોને સવડ મળશે,

છેવટ "જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસવાળાએ હમારૂ કામ તાબડતોબ તૈયાર કરી આપ્યું તે બદલ તેમનો આ સ્થળે આભાર માનું છું.

વડોદરા. રાજગુરની પોળ )
તા૦ ૫-૧૨-૧૫ રવીવાર ) લી૦ પ્રકાશક
જમાદાર બચ્ચુમીયાં ભગત



૭૮૬.



# અભરામબાવાની સાખીયો.





અભરામ કહે ખલક બાતાં કરે, મેં ભી ભગત હુવા;
આપા મમતા મીટે નહી, કહે મેં જીવત મુવા. ૧
અભરામ કહે ભગત કી બાત ન્યારી હે, સેવો તો
સતગુરૂ બતાય; અંતર પદડા દુઃર કરે, ખોલ વસ્તુ
દીખાય. ૨
અભરામ કહે આપે કો ભુલકે, હોજાય એકાએક;
ઘટમેં પીયુ પ્રકાશહે, કાયકું બનાવે ભેખ. ૩
બારે માસ રોજે રખું, નીશદીન પઢું નીમાજ;
બડી શમશેર હે દીનકી, વોતો મેરે હાથ. ૪
અભરામ કહે આપ પ્રીછે બીના, જો ખોલે ઘટકા ગ્યાન;
અંત વખત ઉડ જાયગા, જયું પીપલકા જ્ઞાન. ૫

અભરામ અનભે હોરહ્યા, મીલે કાયમદીન પીર;
**પીયા** પીયાલા પ્રેમકા, લગા કલેજે તીર. ૬



## સાખી

અભરામ કહે સતગુરૂ ઉસે કહીયે, ઉલટેકો સુલટા લે જાય;
અસંખ્ય જુગકી **રાહહો** પલમે દે પહોંચાય. ૧
અભરામ કહે બાહેર કે ભેખસે, હાથ કછુ નહીં આવે;
અભરામ સેવે **સદગુરૂકો**, તો દીદાર રબકા પાવે. ૨
અભરામ દીદાર દેખા સાંઇકા, મીટ ગઇ તૃષ્ણા આસ;
શાહ કાયમદીન **ચીશ્તી પીર** હમારે, વિનવે અભરામ દાસ



## અભરામબાવાના ભજન.

ધન ઓત્તર દેશ, કડી કસ્બાની મ્હાંય; વસેરે પીર
કાયમદીન. ટેક
હું તો ચિસ્તી ઘરાણાની ચેલી, મેં લાજ શરમ સર્વે મેલી;
મને લોક કહે છે ઘહેલી, ધન ઓત્તર દેશ. ૧
પીર દખણુ દીશાથીરે આવીયા, કંઇ વળીયોના મારગ
લાવીયા;

પેલા અણુસમજાને સમજાવીયા, ધન ઓત્તર દેશ. ૨
દખણ દેશમાં પરદો લીધો છે, એકલબારે આવી ડંકો
દીધો છે;
પડછો દેખાડી ફડચો કીધો છે, ધન ઓત્તર દેશ. ૩
મને ઇસ્ક ઈલાહી લાગ્યો છે; મારા મનનો ધોખો
ભાગ્યો છે;
પેલો અભરામ નીંદ્રાથી જાગ્યો છે, ધન ઓત્તર દેશ. ૪

---

## ભજન.

નેહ મને લાગ્યોરે, નામીરે રસુલનો રેજી; પીયુજી પુરે મનની આસ, સાધન કરવાંરે બાઈ મારે સુલટાંરેજી; જોયા મેં તો મીઠા મહુંમદ ખાસ. નેહ મને લાગ્યોરે; ટેક
આંખડીઆંને જોઇનેરે, ઈમાન આવશેરેજી, ત્યારે ચીત ચળે નહીંરે લગાર; નિશ્ચય કરીનેરે, સૈયર માનજોરેજી, ઉતરસે ભજન તણોરે વળી ભાર; નેહ મને લાગ્યોરે; ૧
મુલ્લાંને કાજીરે મોટા મોટા મોલવીરેજી; પંડીત જોશી પામે નહીં કોઈ પાર, ઈલમને આધારેરે, અંહકાર બહુ કરેરેજી; તેથી ન્યારો છે કીરતાર. નેહ મને લાગ્યોરે; ૨
સૌ ઈલમનોરે, ઇલમ એક છેરેજી, બાઇ જેનું અલેખ કહીયે

નામ; ભાવ કરીનેરે, જે કોઈ સરવે રૂદે ધરે રેજી; બાઈ
તેનું સરીયું સર્વે કામ; નેહ મને લાગ્યો રે. ૩

અંજાણો થઇનેરે, આળસ શું કરેરેજી; જીવતાં જુઓનેરે કીરતાર;
મુવા પછીનીરે, આશા મુકજો રેજી, કહ્યું મારૂં માનીલો
નીરધાર. નેહ મને લાગ્યો રે. ૪

પીરને પ્રતાપેરે, બાઈ મારે પ્રગટ થયારેજી; મટયો મારો
કરમ તણો કંકાસ; અંતરને અજવાળેરે, મન મલકા કરેરેજી.
તે જોઇ રીઝયો અભરામદાસ. નેહ મને લાગ્યોરે. ૫



## ભજન.

હવે ના વિસારૂરે, નબીજીના નામનેરેજી, કલમો
પડતાં ઉતરીરે ભવ પાર. બિસ મીલ્લા બોલીરે;
બાઇ મારે ચાલવુંરેજી, મોટો મને તેનો છે આધાર;
હવે. ટેક.

પરગટ જોયુંરે, બાઈ મેં તો પારખું રેજી; હેત વીના
પીયુજી વશ કેમ થાય, ઓચીંતાને આવેરે, બાઇ મારે
આંગણેરેજી, જોતાં વળી પાછી પલ કેમ થાય; હવે. ૧
ભેળાં બેસીરે, ભોજન કીજીએરેજી, સુતાં વળી સેજડીએ

સંગાથ; દીન દીન દીવાળીરે, બાઇ અમે કીજીરેજી;
એ તો નથી કહ્યા સરખી વાત; હવે. ૨

પુન્ય પરગટ થયુંરે, બાઇ પેલા ભવ તણુંરેજી; અંગમાં ઉલટ
નવ માય; સુરજ ઉગ્યોરે, તે સાંતો કેમ રહેરેજી; કહોને
બાઇ ઢંકાયો કેમ ઢંકાય; હવે ૩

પુતલાંને પુંજેરે, સાહેબ નહીં મલેરેજી; તેનો તો ન્યારો
છે વળી દેશ; પાણીમાં નાંખોરે, પથરાં ડુબસેરેજી; તેને
પુંજેથી તું કેમ તરેશ. હવે. ૪

દુઃખ જો લાગેરે, દીલમાં તો ખોજજોરેજી; મેંતો તને ભીંતર
બતાવી ભાળ; કાયમદીનનો સેવકરે અભરામ એમ ભણેરેજી;
હવે ન મલે તો દેજો અમને ગાળ. હવે. ૫



## ભજન.

ભરમ મારો ભાગયોરે, હો સાચાગુરૂ સેવતાંરેજી; જોગીજંદા
નહીં જાણે એ વાતઃ શીવબ્રહ્માનેરે સ્વપ્ને આવે નહીંરેજી, તે
હીરલો લાધ્યો છે મારેહાથ. ભરમ મારો. ટેક

રૂપવંતીરે તેતો રડતી ફરેરેજી, ધણીએ દીધું દાસીને વળી
માનઃ ઉત્તમ કુળનીરે, તેતો અમથી રહી રેજી, બાઇ તેના
અંતરમાં અભીમાન. ભરમ મારો. ૧

અંધો ન દેખેરે, માંહી મસાલ બળેરેજી; ઉંધો વળી આઘુ જોવા જાય; ભેદન જાણેરે, હીંડે ભટકતોરેજી, ગરભ વિના
વાવ્યાં કેમ વવાય. ભરમ મારો. ૨

માનવ મોટા થઇનેરે, સૌને સમજાવતાંરેજી, રાખે વળી ઇલમનું અભીમાન; તૃષ્ણા તનનીરે, બાઈ ટળતી નથીરેજી; પાછું પડશે વંટોળીયાનું પાન. ભરમ મારો. ૩

સાધનને કંઇયેરે, મેં તો સાધ્યા નથીંરેજી, નથી કીધો જોગ અને વેરાગ, સેજ સમારૂંરે, સાહેબના નામનીરેજી; પીયુજી મારો ઉતારે ભવપાર; ભરમ મારો. ૪

કહીયે કોનેરે, કહેવાનું કાંઈ નથીરેજી, બાઈ એ તો જોયા સરખો છે સાર; સતને બહુછેરે, તે તો સાચું ખરૂં કહીએરેજી, જોઉં મેં તો અપરમ તેજ અપાર.
ભરમ મારો. ૫

સત સુહાગીરે, બાઇ મારે ઓઢણુંરેજી, ઓઢયો મેં તો અમર પીછોડો નિરધાર, અભરામ રીઝયોરે, રૂપ એનું જોઇનેરેજી, હવે નહીં આવું વારંવાર; ભરમ મારો. ૫



# ભજન

## રાગ બીલાવર.

સાધુ સમરણ શું કરે; સમરણ કેમ થાયજી; જોને
જોવા ઇચ્છા કરે, તે પોતાની મહાયજી; સાધુ સમરણ
શું કરે, અનભે ઉપજે ગિનાનજી ટેક
બોલે તે તો બીજો નહીંરે; ધરીયે કેનુંરે ધ્યાન;
જેને ખોળ્યાની ખાંતો ઘણી; તે છે પોતાની મહાંય. સાધુ. ૧
મહાજલમાં તો એક મીન વસેરે, તેની તૃષ્ણા ન જાય;
કસ્તુરી છે કમળ માંહી; મરઘ વનમાં અફળાય. સાધુ. ૨
નવાણે નીર નીરમળરે, કીચડ ગંદુ થાય; સરીતા સાહેરમાં
જઇ મળેરે; જલમાં જલરે સમાય. સાધુ. ૩
પકવાન કીધાં એક ખાંડનારે; તેનાં ન્યારા ન્યારાં નામ,
ભાત જોઇને ભુલા પડયા; બોળે અસલી ઠામ. સાધુ. ૪
જપતપ વરતથી વેગળોરે; તીરથ અડસડ નહાયઃ કાયા કરમ
છુટે નહીં; મનનો મેલ નાજાય. સાધુ. ૬
ભેખ લઇ ભગવાં કરેરે; એતો ઉદરના ઉપાયઃ ભીંતર ભેદ
જાણે નહીંરે; બાવો સીદ્ધ કહેવાય. સાધુ. ૭
ઈલમ પઢે ને આંખેના સુજેરે; ઘટમાં ઘોર અંધારઃ આત્માને
ઓલખ્યો નહીંરે; જગમાં જોશી કહેવાય. સાધુ ૮
કુવામાંનો કાચબોરે; શુંજાણે સમુંદરની વાતઃ હંસાને હેઠો

ગણેરે; વખાણે પોતાની જાત. સાધુ. ૯
નટકળા નરભે કરોરે; રખે મુકતાં ચાલ;
સતની સુરતે સુધારજો; ઉતરશો ભવપાર. સાધુ. ૧૦
સાચા ગુરૂની સેવાકરોરે; પુરે મનની આસઃ
જીવ શીવનો સાંસો મટે; વિનવે અભરામદાસ. સાધુ. ૧૧



## ગરબી.

મારે પુર્વે જનમની પ્રીત, વહાલાને કેમ વિસારૂં. ટેક
આંખેથી અળગા થાઓ છો, નથી ગમતું લગાર;
તમને જોયાની ખંત ઘણી, મારા પ્રાણ જીવણ આધાર;
વ્હાલાને. ૧
સુતા બેઠાં સાભરે, ગુણવંત સાથે મારી ગોઠ;
ભીતરમાં ભડકા બળે, એવી લાગી છે નયણાની ચોટ;
વ્હાલ.ને. ૨
સુંદર વદન નીહાળતાં, હૈયે હરખ ન માય;
હેત થકી હવે નહીં મેલું, જીવ આકુળ વ્યાકુળ થાય;
વ્હાલાને. ૩
સંસારનું સુખ શું કરૂં, હરી હેતે આવ્યો હાથ;
બેલડીએ વળગીને હું ફરૂં, એવો હીરલો લાધ્યો છે હાથ;

વ્હાલાને. ૪
હેતે મળવા હું ગઇ, મને લાગ્યો રસીયાનો રંગ;
પ્રીત કરે તેની પુંઠ ના મેલે, એવો છે એનો ઢંગ.
વ્હાલાને ૫
મુખડું જોયાનો મહીમા ઘણો, વિસાર્યો કેમ વિસરાય;
હેત થકી મ્હારો હાથ સ્હાયો; પછી જેમ તાણું એમ
તણાય; વ્હાલાને. ૬
પુરણ પ્રેમે પ્રગટયા, પોતે થયા પ્રકાશ;
પીર કાયમદ્દીન ચિશતી મળીયા, ગુણ ગાયે છે અભરામ
દાસ; વ્હાલાને. ૭



## ગરબી.

મને વહાલો વિસંભર નાથ, કહો કેમ વિસારૂં. ટેક
સંકલ્પ વિકલ્પ નવ ખંડમાં, ઠાલું નથી કંઈ ઠામ;
જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી, મારે પડીયું છે તારૂં
કામ. કહો. ૧
શ્વાસો શ્વાસ સ્મરણ કરૂં, જપું અજંપા જાપ; શરીરનો
સાંસો મટયો, મેં તો આંખે જોયો અવિનાશ. કહો. ૨
કામી માયા પ્રગટી, મોહ્યો સઉ સંસાર;

મહાજલમાં સઉ પડયા, કોઈ વિરલો ઉતરે પાર. કહો. ૩
ખટ દરસન ખોળીને થાકયા, નજરે ના આવ્યો નાથ,
જેને કાજે જોગી જંગલ વસ્યા. તે હીરલો લાધ્યો.
મારે હાથ. કહો. ૪
સુનમાં જોત જળહુળે, ઝળકે જોત અપાર,
અભરામ કહે નિશ્ચે જાણજો, મારી અધર છે તલવાર;
કહો. ૫



## ગરબી.

મારે કરમે લખ્યો કિરતાર; હવે કેમ વિસારૂં. ટેક.
ઉન્હાળે અગ્નિ ઘણી, ધરતીં તપે મહા જાળ;
તન મન જોવા ઉતાવળી, જેમ માતાથી વછુટેલ બાળ.
હવે. ૧
દુઃખ જાણી દયા રાખજો, તમો છો દીન દયાલ;
વાટ જોઉં વહેલા આવજો; મુજ અબળાના આધાર.
હવે ૨
સંસારનું સુખ શું કરૂં, મને લાગ્યું તમારૂં ધ્યાનઃ
ઘર ધંધો ગમતો નથી, હું તો ભૂલીછું શુધ્ધને સાન. હવે. ૩
શાહ કાયમદીન ચિશ્તી પીરછેરે, પુરી મનની આસ,

નબી મહંમદ મારે મન વસ્યા, ગુણ ગાય છે
અભરામદાસ. હુવે. ૪

---

## ગરબી.

સેવા હમારી સફળ થઇ, ને નયેણે નીરખ્યા નાથરે;
જેને જોવા જગ તરશે છે, તે આવ્યો મ્હારે હાથરે–ટેક.

મારા ઘરમાં ઘર એણે કીધું, વાસ વસ્યો અવીનાશી;
અડસઠ તીરથ મ્હારે આંગણે, શું જાઉં દુવરકા કાશી;
સેવા. ૧

પીરે હમને પ્યાલો પાયો, મસ્તક ધરીયા હાથરે;
કરામત સર્વે મુજને બખશી, મનની જાણે એ વાતરે; સેવા. ૨
ચાર પીરને ચઉદ ખાનવાદામાં, ચીસ્તી ઘરેણું મ્હારૂં;
ખ્વાજા મોઇનું દીન અતાયે રસુલ, દરશન જોયું ત્હારૂં;
સેવા. ૩

શાહ કાયમદીન પીર માથે; સાચા મુરશદ મ્હારા;
મુજ ગરીબ પર મ્હેર જો કીધી, સેવક અભરામ તાર્યા;
સેવા. ૪



## ગરબી.

સાંભળને તું સૈયર મ્હારી, આજ અનુપમ દીઠું,
કહેતાં તો કહેવાતું નથી મળતાં લાગે મીઠું ટેક
મુજ પણું મેં મીથ્યા કર્યું, હું પણું મેં ખોયું;
મુવા પછીની આશા છોડી, જીવતાં સર્વે જોયું સાં. ૧
એનું વશીકરણ લાગ્યું મુજને, જોવાને હું જાગી;
પુરવ જન્મના ભાયગ ભળીઆ, ભવસાગર દુઃખભાગી.
સાંભળને. ૨
એને મારે અંતર નહીંને, હાથા જોડી હીંડું;
ફેરામાં હું ફરી નહીં આવું મેંતો વાળ્યું મીડું.
સાંભળને. ૩
એને મ્હારે અંતર નહીંને, સાધન કેનું સાધું;
તમે વડે હું ફરૂં સમોતી, જગ જુવે છે આધું. સાં. ૪
હંસાનું ઘર હેઠું જાણી, કાચબ કુવા વખાણે;
અભરામ કહે એ રસ છે એવો, જે ચાખે તે જાણે સાં. ૫



## ગરબી

પ્રાણનાથ પાતળીઆ સાથે, લાગ્યો મ્હારો નેહરે;
હુંતો પર વારીને બેઠી, રખે દેતા છેહરે. ટેક.

હું ઠકરાણી ઠમકે ચાલું, લોકોથી નવ લાજું,
સામળીયો મારી સેજે આવ્યો, તેના બલપર ગાજું. પ્રાણ. ૧
ખાંત કરીને ખોળી કાઢયો, સૈયાં મ્હારો નાથરે;
એ ધુતારે ધુત્યાં હમને; તનમન કીધાં હાથરે પ્રાણ. ૨
સમજીને મેં આ સંસારમાં, શોધ્યા મારા નાથરે;
અભરામનો સ્વામી સામળીયો, તેણે ઝાલ્યો હાથરે. પ્રાણ. ૩

---

## ગરબી.

લોકડીયા દેખેને કહાના, પાલવ મારો મેલરે;
એકાંતે આવો મારા વહાલા, કરીયે રંગની રેલરે–ટેક.
વારે વારે શું કહું તમને, ખાશો મુખની ગાળરે;
પ્રીતડલી તો પ્રીતમ સાથે, શું જાણે સંસાર; લોકડીયા. ૧
અળગા રહોને અડકશોમાં, અમ કને શું માગેરે;
મ્હારી સૈયર મ્હેણું દેશે, લોકમાં ખાપણ લાગેરે; લોકડીયા, ૨
અમે અગળા આહીર કેહેવાઇએ, અમ સાથે શો વાદરે;
કોઈ એક નારી એવી મળશે, ઉતારશે આ નાદરે; લોક. ૩
ચોંપ કરીને ચેતી લેજો, આ અવસર નહીં આવેરે;
અભરામનો સ્વામી શામલીયો, તે મ્હારે મન ભાવેરે;
લોકડીયા. ૪

## ગરબી.

જાણ્યુંરે ઓધવજી ત્હારા, એ હરજીનું હેતરે;
એવુંરે જાણુતી હુંતો, દીલડું આ ના દેતરે–ટેક.

આગળથીતો અમે ચેત્યાં, ના રહ્યાં અચેતરે;
તનમન જોબન સર્વે સોંપ્યાં, શીશની સમેતરે; જાણ્યુ. ૧

સામળીયો મેં સાબુ લીધો, આછાં પાણી લેતરે;
કાળીરે કામળીયો વહાલા, ના થઇ સફેતરે; જાણ્યું. ૨

અમારે તો એકજ તમે, તમારે અનેકરે;
અભરામનો સ્વામી શામળીયો, સમજાવી કહેશરે;
જાણ્યું. ૩



## ગરબી

ત્રીકમજી ત્રેગાળા સાથે, લાગી મારી પ્રીતરે;
અવર પુરૂષ મ્હારી નજરે નહીં આવે, એજ અમારી
રીતરે. ટેક.

પરણ્યો અમારો નાનડીયો, હું છું દહાડે મોટીરે;
આળ ના કરીયે અળગારહીયે,હું તો થાઉંછું ખોટીરે. ત્રીકમજી.૧
એછે મ્હારો હું છુ એની, સરખી સરખી જોડ રે;

અભરામ નો સ્વામી સામળીયો, કોઇ ના દેશો ખોડ રે;
ત્રીકમની. ૨



## ગરબી

વહાલાને વીસરતાં મ્હારૂં, મનડું નથી માનતું;
વહાલાને વીસરતાં મ્હારૂં, દીલડું નથી ગોઠતું. ટેક
શેરી વળાવી સજ કરાવું, દીવડા મેલું દ્વારેરે;
કોઇ હમારો લાલ બતાવે, તો આપું એકાવળ હારરે.
વ્હાલાને. ૧
ઘરમાંતો હમે ઘેરી કરીને, આગણે ઉભા રહીશું રે;
કોઇ હમારી આળ કરશે તો, જશોદાને કહીશું રે;
વ્હાલાને. ૨
હરીતો હરાડા થયા, લીલું દેખે ત્યાં ધાયરે;
અભરામના સ્વામીને કહે જો, મ્હારા દોહલા દીવસ જાયરે.
વહાલાને. ૩



## ભજન.

મને ઘેલી કહે સૌ લોક, દુનીયાા બાવરી. ટેક

સૌ લોક આવી મને એમ સમજાવે, મુકી દે તારૂં ધ્યાન,
જાહેર બંદગી જો કરશે તો, માણુસની રહે સાન.
દુનીયા. ૧
સીખી સુણીને સાંભલ્યાંરે, તેનો કેમ આવે વિશ્વાસ;
મુવા પછીનો વાયદોરે, તેની ખોટીરે ગણવી આસ,
દુનીયા. ૨
બાહેર ધોઈ થયા ઉજલારે, ભીંતર સાફ ના હોય;
બીજ રહ્યું છે બાહેરૂં, તે તો વાટ ઉગ્યાની જોય. દુનીયા. ૩
બાંતીનમાં હું બળી રહીરે, ત્યારે થઇરે પતીત
કાયમદીન ચિશ્તીનો સેવક અભરામ કહે, હવે નર્ભે થયોરે નચીત.
દુનીયા. ૪



## ગરબી.

મારાસુખના સાગરરે, સઘલા ભાવેછે.
ગોપીવર વલ્લભરે, લાડ લડાવે છે. ટેક.
પ્રીતનો બાંધ્યારે, પાલવડો તાણે.
જેને વીતી હોયરે, તે સર્વે જાણે, માંરા સુખના. ૧
મારો પ્રાણ જો લાગ્યોરે, પાતલીયા સાથે,
હુંતો નીંદ્રા ભૂલીરે, દીવસને રાતે. માંરા સુખના. ૨

છાની સુબોરે, હમને સાળે છે;
ઓસડ નહીં એનુંરે, કોઇથી એ ચાલે છે; મારા સુખના. ૩
રસીયાની સંગેરે, રસ લાગ્યો હમને;
મેં તો તનમન સોંપ્યુંરે, વહાલા કહું તમને; મારા સુખના. ૪
વાંસલડી વગાડેરે, મન મહારૂં મોહવાને;
હુંતો હરખે હીંડુરે, તમને જોવાને; મારા સુખના. ૫
કોઇ હેરી જોજોરે, ભાવે ધારીને;
રંક અભરામ રીઝયોરે, રૂપ નીહાળીને; મારા સુખના. ૬



## ભજન

બાલમ માહરા, લાગ્યો તારો નેહ.
અરે તુંતો નખે દેતો છેહ. ટેક
આળી ભોળી હું ઇલમ ના જાણું, આવી તારે કાજ.
ઈશ્ક લગાડી મુને તુજ ભણી, તુંતો રાખ હમારી લાજ
બાલમ ૧
હું કદરૂપી કંથજી વહાલા, અવગુણ અમારા અપાર;
હેત કરી મહારો હાથજો સહાવો; ઉતારો ભવપાર.
બાલમ. ૨
કુલવંતીને કલેશ ઘણેરો, સજીયા સોળેં શણગાર;

પીયુંજી તારો પાસ નહીં આવ્યો, ધીકઃ તારો અવતાર;
બાલમ. ૩
શાહ કાયમદીન ચિસ્તી પીર હમારા; પુરી મનની આસ;
મોટા પીર મારે નબી મહુંમદ, અભરામ છે ચર્ણનો દાસ.
બાલમ. ૪



## ગરબી.

મારે મંદીર આવોરે; મોહન મન ગમતાઃ
તેડુંછું તમનેરે; શું હીંડો ભમતા. ટેક.
મીઠડા બોલો છોરે; મન હરી લેવાનેઃ
છાની સૂળોરે; હમને દેવાને. મારે. ૧
મારૂં દીલડું તરસેરે; તમને જોવાનેઃ
ભવે ભવના બંધનરે; વહાલા ખોવાને. મારે. ૨.
મને કાંઈક કીધુંરે; વાંસલડી વાલે;
હું તો શુધ્ધ બુધ ભુલીરે; આંખ તણે ચાળે. મારે. ૩
ગુંગો શું જાણેરે; સ્વાદ કંઠ તણોઃ
એવો મરમ છે મોટોરે; રૂદીયા ભીતરનો. મારે. ૪.
વાટેથી લીધાંરે; વહાલે વારીનેઃ
તરીયાની પેઠેરે; ન નાખો ટાળીને. મારે. ૫.
ચંચલની સાથેરે; ચીન્ત રે બાંધ્યું છે.
રંગે અભરામ રીઝયોરે; સુખડું લાધ્યું છે. મારે. ૬

## ગરબો.

વાલમ છો મીઠડારે, મીઠડા બોલો છો;
ખંતીલા ખાંતેરે, ઘુંઘટ ખોલો છો. ટેક.
પ્રીતે હું પુંજુ રે, પાતળીયા સ્વામી;
મારૂં ભાયગ ભલીયુંરે, વીઠ્ઠલ વર પામી. વાલમ. ૧
રંગીલા હમનેરે, રંગ રમાડો છો;
આવી અલબેલારે, આંખ ઉઘાડો છો. વાલમ. ૨
જોઈતા જીવણુરે, સામું આવે છે;
જોરાવર જાલીમ રે, જોર જણાવે છે. વાલમ. ૩
કરતાં શું કીધીરે, તમ સાથે પ્રીતલડી;
પહેલી નવ જાણીરે, તારી રીતલડી. વાલમ. ૪
સોસે સુકાણારે, ગાત્ર ગળીયું છે;
જેમ કીકીને કાજળરે, ભેળું ભળીયું છે. વાલમ. ૫
કરતાં શું કીધીરે, મુકી નવ જાએ;
જેમ સીંધુ સાગરરે, અળગા નવ થાયે. વાલમ. ૬
હું તો જાચક તારોરે, જુગમાં જાચું છું.
અભરામના સ્વામીને, ચર્ણે લાગું છું. વાલમ. ૭



## ગરબો.

રંગેહું રીઝીરે, રસીયાજોઈને,
મારૂં મન રસીયુંરે, મીઠડા મોહીને. ટેક.
પહેરૂં પટોળીરે, પંચરંગી સાડી,
મારે મંદીર આવોરે, આંખલડી ટાઢી. રંગે. ૧
તમને શું કહીયેરે, વાલમ વહાલાછો.
જુઠડાં બોલીનેરે, જીવણ, મેલી ચાલ્યા છો. રંગે. ૨
તમે કહાનવર કાળારે, કુડાં ભાખોછો.
બળતાપર વારીરે, વહાલા નાંખોછો. રંગે. ૩
અણદીઠે મારગરે, વહાલા ના જઈયે;
જાણોછો જીવણુરે, તમને શું કહીયે. રંગે. ૪
મોંઘા થઇ બેઠારે, મથુરાના વાસી;
રંક અભરામ રીઝયોરે, ચરણ તણી દાસી. રંગે. ૫

---

## ગરબો.

દાસી છું તહારીરે, કંઈ એક દીધું છે;
મોતીની પ્રકારેરે, મન મારૂં વિંધ્યું છે. ટેક.
શુદ્ધ બુદ્ધ ભૂલીરે, વ્યાકુળ થઇ વહાલા;
તારો વેણુ સુણીનેરે, નંદ તણા લાલા. દાસી. ૧

મને ઘાયલ કીધીરે, ઘેલા વનમાળી;
જેમ ચકોર વિંધ્યોરે, ચંદ્ર તણી તાળી. દાસી ૨
મને છાણી સલગણુરે, સૈયર સાલે છે;
જેમ વંનતર કોઇનેરે, એની વળગે છે. દાસી. ૩
હવે કોને કહીયેરે, પ્રેમ તણી પીડા,
લાગી છે અમનેરે, લાલ તણી લહેરો. દાસી ૪
બળતાને શાનેરે, વાલમ બાળો છો;
વેણ આપીનેરે, આડા શીદ ચાલો છો. દાસી. ૫
મારી સખીયો સર્વેરે, ઘેલી કહે હમને;
અમરામના સ્વામીરે, માલમ છે તમને દાસી. ૬

---

## ગરબો.

રૂપે હું રાજીરે, રસીયા જોઇને;
મારૂં મન રસીયુંરે, મીઠડા મોહીને. ટેક.
જાણે જગ જોતીરે, જોયા વનમાળી;
રંક સુખ પામીરે, દુઃખડા સૌ ટાળી. રૂપે. ૧
મારૂં ગુણવંત મીઠારે, ગુણ તણા રસીયા;
મારા રૂદીયા કમળરે; આવીને વસીયા. રૂપે. ૨
મને લોકો સહુ બોલેરે, નઠારી જાણી;

હું તો ચાંપે ચાલીરે, લાજો નવ જાણી. રૂપે. ૩
ઠારણ છો મારારે, હમને ઠારોની;
અળળાથઇ આતુરરે, રંગ રમાડોની. રૂપે. ૪
મને ઘેલી સૈયોરે, ગીરધરે કીધી છે.
સાને સમજાવીને, તેડી લીધી છે. રૂપે. ૫
છળીલાએ હમનેરે, ઝાંખી દીધી છે.
મારા કાળજડા કોર્યાંરે, નાંખ્યાં વીંધી છે. રૂપે, ૬
પ્રીતની પીડારે; હમને થાએ છે.
અભરામ રીઝયોરે, ગુણતારા ગાએ છે. રૂપે. ૭



## ભજન.

### રાગ કલયાણ.

પરિબ્રહ્મ કે પારમ પારા, અકળ મુરત મેં પાઇરે. જી,જી. ટેક
ઇંગલા પીંગલા સુખમણા નારી, અનહદ પર વોહ
નાંહીરે, જી, જી.
જાપ અજંપા ત્રીવેણીસે, ન્યારાહે ગુંસાઇરે; પરિબ્રહ્મ. ૧
નુર તુર નહીં જોત ઉજીયાલા, નીરાકાર વોહ નાંહીરે, જી, જી;
આગેકી ખુબી અજબ બનીહે, સુરતકી રૂસનાઇરે. પરિબ્રહ્મ. ૨
રામકૃષ્ણ નહીં દસ અવતારા, નીરંજન વોહ નાંહીરે, જી, જી;

ઉનપારમ કે પારંપારા, હેસુરત વોહ વાંહીરે; પરીબ્રહ્મ. ૩
ન વોહ આવે ન વોહ જાવે, ના ધરે અવતારારે; જી, જી;
જ્યું કા ત્યું રહે જથારથ, નીરંજન સેં ન્યારારે; પરિબ્રહ્મ. ૪
નુરત સુરત કો વહાં ગમ નાંહી, પુરૂષ અખંડ હે
જયાંહીરે. જી, જી;
સતગુરૂ મીલે શાહ કાયમદ્દીન ચિશ્તી, સો સુરત અભરામે
પાઇરે; પરિબ્રહ્મ. ૫



## ભજન.

યે ઘર એસા ન્યારા હે, કોઇ વીરલા ભેદુ બુજેરે:
ભીતર ટટ્ટી કપટકી રે; ક્યુંકર સાહેબ સુજેરે. ટેક.
સીસ કાટ છાતી પગ ધરીયા, ન્યારા નીકલે તેલરે,
દેખા દેખી મત કરો યારો; નહીં ગુડીયોંકા ખેલરે. યેઘર. ૧
ખેલ પ્રેમકા જો કોઇખેલે; અવલ આપા ખોવેરે;
પંડમે વરભંડ દીખાવે; પરગટ સહેબ જોવેરે. યેઘર. ૨
ભરી બજારમે બનીયા બેઠા, સબ કોઇ સોદેકો આવેરે;
મંછા માલણ સબકું લુટે; ઉલટા લાભગુમાવેરે યેઘર. ૩
સાચે ગુરૂકી સેવા કરલે; સુધા મારાગ સુજેરે;
સાહેબ તેરે ઘટમે બેઠા, ક્યું પથ્થરકું પુંજેરે. યેઘર. ૪

પાસ બેઠ કર પુકારકરે તોએ. કહ્યું કોઇના માનેરે;
સાચી કહું તો ગુસ્સા ચડતહે, ઉલટી સીરપર આણેરે.
ચેઘર. ૫
સચ્ચેકું જુઠાકર માને, જુઠા સચ્ચા જાનેરે;
કહે અભરામ યે સંસારી સવેં, બીના બીતે નવમાનેરે. ચેઘર. ૬



## ભજન.

દીલકું ખોજો દુર નહીં સાહેબ, પરગટહે પ્રીતમ પ્યારા.ટેક.
ઓહંમ સોહંમકા શબ્દ ઉઠતા હે, દેખો યે યાર હે ન્યારા;
દીલકું. ૧
સુન મહેલમાં સુરતા લાગી, બાજા બજે અખંડ ધારા;
દીલકું. ૨
ભમર ગુફામે બડી જુગત હે, બરસત હે અમૃતધારા;
દીલકું. ૩
મહેર હુઈ મુરશદકી મુજપર, જમકી આફતસે તારા; ૪
મન કો માર જીવત મરજાવે, તબહી પાવે સરજનહારા.
દીલકું. ૫
જોગી સન્યાસી જગમ સેવડા, ભટકત ખોયા જન્મારા.
દીલકું. ૬

સચેકું જુડાકર માને, એસા હે જુગ સંસાર. દીલકું. ૭
કહે અભરામ સતગુરૂ કાચેલા, જુઠે જગતસે રેહ ન્યાગ;
દીલકું. ૮



## ભજન.

અતીતડા તું તો શાને અળગો જાય, તારૂં પંડખોજ,
પીયુપાય. ટેક.
કાશી દુવારકા તું ફરી આવ્યો, તૃષ્ણા તારી ન જાય,
તારા દેવ તારી ખબર ના પુછે, અમથો તું અફળાય.
અતીતડા-૧.
ખટ કર્મ કરે એ આ ખડી તારી, નીત ઉઠી તું ન્હાય.
ઉપર ધોઈને ઉજલો થયો; તરા મનનો મેલ ન જાય.
અતીતડા-૨.
જોગી જંદા સર્વે ભુલ્યા, ગુરૂ વીના ગમના થાય;
મારગ ભુલ્યા સેખને સન્યાસી, અમથા ફેરા ખાય.
અતીતડા-૩.
માતા પિતાને મેલી ચાલ્યો, લીધો ભગવો વેષ;
જેના કાજે તું જોગી થયો છે, તેં દીઠો નહી અસલી
દેશ, અતીતડા-૪

સત ગુરૂ વેણુ વીચારી જોને, રાખ રૂડીયામાં ધયાન;
કાયમદીન ચિસ્તીનો અભરામ કહે છે, તું કહ્યું મારૂ
માન. અતીતડા—૫



## ભજન

નાયકડા તું જોઈને, હારો ચાલ, હાંરે તારો ટાંડો ચાલણુ
હાર. ટેક

પોઠને પુઠે ચાલવું રે, જોઈને ભરજે ભાર;
સેઠને સાથે સાચી રાખજે તારે જાવું છે તેને બાર.
નાયકડા. ૧

પાંચ પચીસ તારા પોઠીયાંરે, બાંધયા સતને કોટ;
આળસ કરી નખે ઉંઘી રહેતો, તારે ટાંડે આવસે ખોટ.
નાયકડા ૨

પ્રેમ પથ છે દોહેલોરે, નીશદીન પોઠી હાંક,
સાન કરી સમજાવીયોરે, નખે કાઢ વણુજારીનો વાંક.
નાયકડા. ૩

શાહ કાયમદીન ચિશ્તી પીર હમારા, પુરી મનની આસ.
નબી મહંમદ મ્હારે મન વસયા, ગુણુગાય છે અભરામદાસ
નાયકડા. ૪



## ભજન.

સમજરે મન મુરખ મેરા, ગાલીફ હોકર સોતારે. ટેક

કાચ મણી કોડીકે બદલે, હાથસે હીરા કયું ખોતારે.
સમજરે. ૧

ગયા વખત તો હાથ ના આવે, ઉધે મુખ જાવે રોતારે,
સમજરે. ૨

ઈલમ પઢી પણ કંઇ નહીં સમજા, જયું પીંજરેમે તોતારે.
સમજરે. ૩

હરદમ કર સાહેબકી બંદગી, અબસ ઉંમર તું કયું
ખોતારે. સમજરે. ૪

સંસાર સ્વપ્ના કલ ઉઠ જાવે, જુઠે જગત પર મન
મોહતારે. સમજરે, ૫

એકવીસ હજારને છસ્સો કું, નીત ખજાનેસે ખોતારે,
સમજરે. ૫

કહે અભરામ સત ગુરૂકા ચેલા, વીખ્યા બીજ તું કયું
બોતારે. સમજરે. ૭



## રાગ ભેરવ પ્રભાત.

### ભજન.

કાયા ખેતર ખાંતે ખેડો, મારા સાહેબે સામું જોયું રે. ટેક
નુરત સુરત બે ધોરી બનાવ્યા; જુગતે જોતર વાલી રે;
આત્મ રામ માંહી હાળી બન્યા છે; ખેતર લેવા ખેડી રે.
કાયા, ૧.
આપો અંહકાર માંહે ઠુંઠા ઘણેરા; મંહે છે જુઠનું જાગુ રે;
મારા ઘટમાં જ્ઞાન કોદાળો; મુળ મહીંથી કાઢું રે; કાયા; ૨
કુબુદ્ધી કચરો કરસણ ચુસે; તેને નીંદી કડાદોરે;
દીલની દાતરડી વહાલા સતની મજુરી; એમ કરી
ખેતર નીંદાવો રે; કાયા ૩
પાંચ છીકારાને પચ્ચીસ હરણી; નીત ઉઠી ચરિ જાય રે;
ચેતન કેરી વાડ ચોફેર નખાવો; ફાંફાં મારી જાય રે;
કાયા ૪
એ ખેતરને બોતેર છીંડા; કયે છીંડે જઇ ઠરશોરે;
સહેજ પંથનો પાર નહીં આવે; ભવ સાગર કેમ તરશોરે.
કાયા ૫.
કહે અભરામ સતગુરૂ પરતાપે; ખેતર ભલેરૂં પાકયુંરે;
જે કોઇ ભાવ ધરીને માંગે; તેને ઉલેચીને આપ્યુંરે;
કાયા ૬



## ભજન.

### રાગ ભેરવ, પ્રભાત;

આ વેળા મારે સાહેબ ભજ્યાની, કહો કેમ સૂઇ રહીયેરે. ટેક.
સુતા પછી તને કોઇએ ન ઉઠાડે, ઉઠસો ઉઠાસે નહીંરે;
આ સંસાર છે રતન પદારથ; પામ્યા મનખા દેહીરે. આ. ૧
ચેત ચેત મન મુરખ મેરા, ગાફીલ હોકર કયું સોતારે;
આરે જીંદગી ચારજ દીનકી; પીછે સે કયું રોતારે. આ. ૨
મુરખ મન પસ્તાવો થાશે, હાથે વસ્તુ ખોઇરે,
આંખ ઉઘાડી જોયું ન જાગે- આ વેળા લે જોઇરે. આ. ૩
કાયમદીન ચિસ્તી પીર હમારે; પરગટ જીસને દીખાયરે;
નુરત સુરતસે નુર દીખાયા; નુરમે નુર મીલાયારે. આ. ૪
નુર દીખાયા મરણ હટાયા; અમર પદવી આપીરે;
અભરામ ઉપર દયા કરીને, ભવના બંધન કાપીરે. આ. ૫

---

### રાગ ભેરવ-પ્રભાત.

મારા ઘટમાં વલોણું વાગે; તેની ધુન ગગનમાં ગાજેરે. ટેક
ગોળીનો ઘડનારો ઘટમાં; માંહે રવાઈયો ફરતોરેઃ
ગુરૂ વચનનું દહીં નાંખીને; ધ્યાન પાણી ભેળવતોરે.
મારા. ૧.

નુરત સુરત બે નેતરાં કીધાં, મેરૂનો કીધો રવઈયોરે;
ધુમતાં ધુમતાં રજની વીતી, માંખણ આવ્યા મહોડેરે.
મારા. ૨.

સંત સંગતની તાવણ કીધી, સાહેબ નામની વાડીરે;
કુબુધ્ધી બગરૂં બાળી દીધું, ઘી લીધા ઉગારીરે.
મારા. ૩.

કહે અભરામ સતગુરૂ પરતાપે, વલોણું ઘાણું ધુંમેરે;
જે કોઈ ભાવ ધરીને માંગે, તેને ઉલેચીને હવે આલેરે.
મારા. ૪.



## ભજન.

દેવ વહાલો દીનાનાથજી, કુડું વચન નવ ભાખો;
કપટ મુકો મારા કંથજી, દીલ દરીયાવ રાખો. ટેક

જ્ઞાન ધયાન ગુણ તાહેરા. લીધી મેં પાલી.
વિશ્વાસમાં ઘર માંડીઓ, વીંધી છે માછલી. દેવ ૧
હું અપરાધી અવતર્યો, લે કોનું લીધું;
પાપે પેટ મેં ભરીયું, કેઈનું પાછું નવ દીધું દેવ ૨
રણછોડ રૂડા કંથજી, કર જોડીને કહીયે;
કહેણ માનો મારા કંથજી, સમોવડી થઇએ. દેવ ૩
અફસોસ લાગ્યો શરીરને, ભોજન નાંભાવે

દાસ દેવાળીયો કહેવાતા, ખાંપણ તુજને આવે. દેવ ૪
વિલંબ ના કરતાં વિઠ્ઠલા, બોલો તે પાળો;
કલેશ માંડી મારા કંથજી, રખે દેતા ટાળો. દેવ ૫
જાગી જોને તું જાદવા, ઉઘાડીને આંખો;
દાસ અભરામ દોહલો, પ્રભુ પત રાખો. દેવ ૬.



## ભજન.

### રાગ ભેરવ. પ્રભાત.

ભગત વત્સલ છો ભુદરા; દાસ નાદુઃખ ભાંજો,
જાચક થઇ સંભલાવીયે; નવ રાખીય લાજો ટેક.
દીન જાણી દયા કરો; આવી અરથજો સારો,
હું અબળા અજ્ઞાન છું; આસરો એક તારો, ભગત ૧
જાચક ઉભો દુવારડે; ઉતાવળો થાની,
ગાળો ખાસે ગીરધરા; માંગણુના મોંની, ભગત. ૨
તુંને શું કહીયે તીકમાં; પળ પળ નવ ચુકું.
મરણુ જીવણુ મ્હારા નાથજી; તુને નહીં મુકું, ભગત. ૩
સાંભળો વાત પીતાંબરા; કોઇને પાઇને પીવું,
રંક અભરામ એમ ભણે; ગુણુ તારા ગાઇને જીવું
ભગત- ૪



## રાગ ભેરવ પ્રભાત.

### ગરબો.

કામ હમારૂં કેશવા, તમે કરજો રે વહાલા;
તમ વીના કોને કહુ; મારા ગુણવંત ઘેલા ટેક.
હું વહીવચો તાહરો; કોઇ કને નહીં માંગું.
હટાવ્યો હટું નહીં; દુવારે તારે હું લાગું. કામ ૧.
હમારા કુળની રીત છે; અળગા નવ જઇયે;
જુગે જુગ જાચક તાહરો; માટે તુજને કહીયે. ૨
હોંકારે ચમકી ઉઠી; હવે લઇલોને પાસે;
આવડા રઠણુ કેમ થાવ છે; આગળ કોણુ ગતી થાશે
કામ ૩.
કોણુ આવે તારે બારણે; જો પામે રે ત્રાસ;
લજ્જા રાખજો શામળા; કહે અભરામદાસ કામ ૪.



### ગરબો.

સ્વામી સદેસો મોકલે; હઇડામાં હરખું,
બીને વાને છોભુદરા; નેન ભરીને નિરખું. ટેક
હું નવ જાણુતો તુજને; તેં કીધો દાસ,
બોલાવણુ બોલાવીયો; મહારા ભાંગ્ગો રાસ. સ્વામી. ૧

કોણે કહ્યું તુને કેશવા; આવડું શું કીધું,
ગાંઠડી માથે ગાસની; તાં તેં દરશન દીધું. સ્વામી. ૨
પુર્વે જન્મની પ્રીતડી; મટે કરીયે દાવો,
કરમ હીણા મહારા કંથજી; માટે નહીં આવો. સ્વામી. ૩
જગત જાણો છો જાદવા; જોડી જુદું ગાયે,
ઘેર ના કહે ગોવિંદા, કળા ઝાંખી થાયે. સ્વામી. ૪
સ્વામી સાભળો મ્હારી વીનતી, કર જોડીને કહીયે.
મન વિંધ્યા તારી મોરલીએ, માટે અળગા ના થઇયે.
સ્વામી ૫
ઠીક ના જોશો ઠાકરા; આણે વહેલા આવો,
રંક અભરામ એમ ભણે; દેહના બંધન છેડવો સ્વામી. ૬

## ગરબો.

### રાગ બીલાવર.

દુઃખભંજન દામોદરા, મારા સોહેલા સ્વામી;
દાસી પર મહેર કરતાં, તુજને ન આવે ખામી. ટેક
પચાળીની પત રાખવા, આવ્યા હતાં અવિનાશ;
સુદામા સંતો કીયો, જાણી દોહેલો દાસ. દુઃખ. ૧
મીરાનું દુઃખ જાણીને, વખ પ્રિતે પીધું;
ગોહીદાસનું મન રાખવા, શ્રીફળ હાથે લીધું. દુઃખ. ૨
પ્રલ્હાદનું દુઃખ ભાંગવા, આવ્યા અવિનાશ:
દુષ્ટબુધ્ધિ તમે ફેરવી, રાખ્યો ચંદ્રહાસ. દુઃખ ૩
નામદેવને નમ કર્યો, તેનું પાંગેલ પીધુ:

સેનાનું દુઃખ જાણીને, દીપક તેં કીધું. દુઃખ. ૪
પંપાળી ઉભે હરૂં, ઉભો નવ થયે;
બટ્ટો આવે દાસીને, અવગુણ શું રે ગાયે. દુખ. ૬
ધનાની ખેતી નીપજાવી; એવુ દો રે મુજને.
દસ દુઃખાયો શામળ; ગાળ દેશે રે તુજને દુઃખ ૬
અવડો કઠણ કેમ થયો; મનાયો ન માને.
પત ખોઇ પીતાંબરા; લાજ લાગશે તુજને. દુઃખ ૭
ઘણું કહે શું થય છે; જાણો મારી પેર.
રંક અભરામ તાહરો; કો હવે મહેર દુઃખ ૮



## ગરબો.

### રાગ પરભાત.

કઠણ થયા છો કંથજી; મારી પીડા ના જાણો,
જાગી જોને જાદવા; તારો દાસ દુઃખાણો. ટેક
પેરના જાણો પારકી; શું હીંડો ફરતા,
વરત જાસે અલ્યા તાહેરૂં; મહેર શે નથી કરતા. કઠણ. ૧
અલ્યા મોંઘા મોટમ શું દાખવે; રંક ઉપર શું રૂઠો,
આમળો મુકી આવનો; દાસીથી નવ છુટો કઠણ. ૨
તારણ કરાવી ત્રીકમા; તારી વાત મેં જાણી,
કહેણ માનો મારા કેશવા; હું પામર જન પ્રાણી. કઠણ. ૩
કોડ પુરો મારા કંથજી; હરી શું રે સતાપો;
રંક અભરામ એમ ભણે; ભવના બંધન કાપો કંઠણ ૪

# રસુલે-અરબી

[ હઝરત મોહંમદ પેગમ્બર સલ્અમ. ]

લેખક

માંગરોલની પીરની ગાદીના સજ્જાદાનશીન પીર

મોટામીયાં કાયમુદ્દીનમીયાં સાહેબ.



ઈસ્લામના મહાન સરદાર નબીએકરીમ હઝરત મોહંમદ મુસ્તુફા સલ્અમનું મુબારક વૃતાંત સરળ ભાષામાં આપવામાં આવ્યું છે. એના સબંધમાં મોટા મોટા વિદ્વાનો અને જા ર પેપરોના સંખ્યાબંધ સારા અભિપ્રાયો મલ્યા છે. દરેક ઈસ્લામી બીરાદરે ખરીદવા અને સંગ્રહ કરવા યોગ્ય છે. કાગળ સારા સોનેરી અક્ષરોવાળું પાકું પુઠું, કીંમત રૂ. ૧-૪-૦

વી૦ પી૦ ખર્ચ ૩ આના જુદુ.

આ પુસ્તક મલવાનુ ઠેકાણું:-

**માસ્તર કાસમભાઇ સુલેમાનભાઇ**

અધીપતિ "**વનિતા વિનોદ.**"

મુ. કડી (બરોડા સ્ટેટ)

# ઇસ્લામી નીતિ શાસ્ત્ર.

## પીરજાદા મોટામીઆં કાયમુદ્દીનમીઆં ચિશ્તી.

લેખક

માંગરોલની પીરની ગાદીના સજ્જાદાનશીન અને

કડીના શહેર કાજી.

---

બીજી કોમના લોકો તરફથી મુસલમાનો માટે મ્લેચ્છ, યવન વિગેરે હલકા શબ્દો વાપરવામાં આવે છે તે કેટલે દરજ્જે વ્યાજબી છે તે દેખાડી આપવા તેમજ ઇસ્લામ તલવારના જોરથી ફેલાયલો છે, એવી ગેરસમજુત કેટલેક ઠેકાણે જોવામાં આવે છે તે દુર કરવા આ પુસ્તકમાં પીર સાહેબે ઘણી કોશીશ કરી છે. કીં. રૂ. ૦-૧-૦

મગાવાનું ઠેકાણું—

પ્રગટકર્તા—**માસ્તર કાશમભાઈ સુલેમાનભાઈ**

**અધીપતિ 'વનિતા વિનોદ'**

મુ૦ કડી—બરોડા સ્ટેટ.